श्री

# चिन्तनगीता.

" तमे परमात्मानुं चिन्तन करो,
ते तमारी चिन्ता दूर करशे."

श्रीमन्नृसिंहाचार्यजी.

मूल्य : ०-४-० .

# પ્રયોજન.

આ લઘુ પુસ્તકનું નામ જ એના પ્રયોજનને સ્પષ્ટ કરે છે છૂટી છવાઈ ક્ષણોમાંથી પણ અપૂર્વ લાભ લઇ લેવાની કળાવાળામાટે આ છે; અને દરેકને દિવસમાં ઘણીએ મળે છે--નિવૃત્તિની થોડી થોડી ક્ષણો. તે સમયે આમાંથી એક વા અનેક ચિન્તનનું પારાયણ કરે તો તે સહજમાં કેટલો અદ્‌ભુત વિકાસ સાધે, અને ભગવાન્ તથા ભક્તનું હૃદયરહસ્ય પોતાના અંતર્‌માં પ્રકાશિત કરે? વિકાસનું સાધન તો આ રહ્યું. સાધક હોય તે સાધી લે. કર્તવ્યવચનમાં વળી વધારે લાંબાં કથન શાં?

श्रीकृष्णजयन्ती,<br>
ગુરુવાર : ૧૯૮૪<br>
વડોદરા

શ્રી શ્રે૦અ૦વર્ગ.

श्री श्रे०वर्गग्रन्थावलि ग्रन्थांक ११५

श्री

# चिन्तनगीता.

—•—

" તમે પરમાત્માનું ચિન્તન કરજો,
તે તમારી ચિન્તા દૂર કરશે.

श्रीमन्नृसिंहाचार्यजी.

મૂલ્ય : ૦-૪-૦

# પ્રયોજન.

આ લઘુ પુસ્તકનું નામ જ એના પ્રયોજનને સ્પષ્ટ કરે છે છૂટી છવાઈ ક્ષણોમાંથી પણ અપૂર્વ લાભ લઇ લેવાની કળાવાળામાટે આ છે; અને દરેકને દિવસમાં ઘણીએ મળે છે--નિવૃત્તિની થોડી થોડી ક્ષણો. તે સમયે આમાંથી એક વા અનેક ચિન્તનનું પારાયણ કરે તો તે સહજમાં કેટલો અદ્‌ભુત વિકાસ સાધે, અને ભગવાન્ તથા ભક્તનું હૃદયરહસ્ય પોતાના અંતર્‌માં પ્રકાશિત કરે? વિકાસનું સાધન તો આ રહ્યું. સાધક હોય તે સાધી લે. કર્તવ્યવચનમાં વળી વધારે લાંબાં કથન શાં?

श्रीकृष्णजयन्ती,
ગુરુવાર : ૧૯૮૪
વડોદરા

श्री बे०अ०वर्ग.

જન્મ ધરીને આવો રૂડા રે,
જગમાં તો,
શું રે કમાણા મારા વીર! વિચારો રે જી૰
—શ્રી નૃ૰

"ઇષ્ટસ્મરણ કરતાં આવતા પ્રારબ્ધવેગને ભોગવી પ્રસન્ન રહેજો. આ સંસારના અસારપણાને સ્મરણ કરશો નહિ. દુઃખદ દેહાધ્યાસને દુર્બલ પડતો અનુભવતા રહેજો. પ્રાપ્ત પદાર્થ તથા પ્રસંગમાં સ્વપ્નવત્ ભાન, વૃત્તિદ્વારા કરતા રહેજો. અપ્રાપ્તની આતુર ઇચ્છાથી રહિત રહી ખેદમુક્ત રહેજો. નિત્યપ્રાપ્ત સ્વરૂપની યથાર્થ અપ્રતીતિ મનાયા છતાં પ્રતીતિરૂપ જ નિશ્ચયથી નિત્યસુખની અભિવ્યક્તિ અનુભવવા વૃત્તિને જાગ્રત્ કરતા રહેજો."

—શ્રી નૃ૦

હરેક માર્ગ અહે સાધક પણ, વિણ સંયમ સુખ ના'વે જી,
સૂક્ષ્મવાસના દુઃખનું મૂળ તે, સંયમથી જ કપાવે;
કહું છું સાધકને.

—શ્રી નૃ૦

"યોગ્ય પુરુષપ્રયત્નો સેવનાર દૃઢ નિશ્ચયવાન્ મનુષ્યને
આ સંસારમાં કાંઈ દુર્લભ નથી."

—શ્રી નૃ૦

ઉત્તમ નિજ દૃષ્ટિ કરે, જેને નરહરિછાય.

વિ૦

અનુભવશિખરે જાવાની આશા ધરજે,
હો જીવ ! તું,
અંતર્શુદ્ધિ જ કરજે.

—શ્રી નૃ૦

“ પ્રાપ્તવિવેક પુરુષોએ તો શાસ્ત્રદ્વારા, યુક્તિદ્વારા કે અનુભવવડે આ અનેક દુ:ખની પ્રતીતિ કરાવનાર ભેદભાવનાનો બાધ કરવો એ જ ખરું અધ્યયન સમજવું.”

—શ્રી નૃ૦

નેત્રને મીંચો ને કર્ણને રોધો, ને સુસ્થિર રાખો શરીર,
વાણીના વેગોને ખાળીને ક્રમથી, અંતર્ ઉતરો વીર !

ષિ૦

"અવર જળે ચિત્ત શુદ્ધ ન થાતું, જ્ઞાનજળે નહાવું."

—શ્રી નૃ૦

"હે સુજ્ઞ! અન્યવડે કરાયલાં કાર્યોથી સુખ લેતાં આપણે આ વિશ્વથી ટળવું, અને આપણા અમૂલ્ય આયુષાદિનો કોઈ પણ જનહિતકર કાર્ય કર્યા વિના વ્યર્થ વ્યય થવા દેવો, એ અત્યન્ત નેષ્ટ છે. માટે અનેક યુક્તિ તથા પ્રયત્નથી સદા એવાં કાર્યો કરવામાં ઉત્સાહ રાખવો કે જેનાવડે આ પ્રાણિઓને કોઈ પ્રકારના પણ સુખની અભિવ્યક્તિ થાય."

—શ્રી નૃ૦

જે જેવું ચિન્તન કરે, તે તેમય થઇ જાય,
પ્રભુ ચિંતી પ્રભુમય થવું, કીટભ્રમરને ન્યાય.

—વિ૦

 

આ વિષયોમાં સુખબુદ્ધિ જે, તે તો દુઃખકેરી મૂળી રે,
આ જ્ઞાનભક્તિ તેને બાળશે, દહે જેમ આગ ખડપુળી રે.

—શ્રી નૃ૰

" સદા સર્વાત્મભાવના કરવાનો અભ્યાસ રાખતા જવું, તથા સત્પુરુષનો સહવાસ, એ ગૃહસ્થનો મુખ્ય ધર્મ જાણવો. "

—શ્રી નૃ૦

ફળ જે હરિભક્તિ આપતી, જીવથી તે ન સમજ્યું જાય જી,
હરિસમ જીવને જે ફળ કરે, હરિસમ અવર્ણ્ય ગણાય જી;
ફળ શું ભક્તિનું જીવ માપશે!

—વિ०

અધિકારિ! રે, આશ વિષયની ટાળો,
મન નિવૃત્તિમાં વાળો.

—શ્રી નૃ૰

"આ માનુષ જગત્ તથા દેવજગત્નું મૂળ તપ છે, તથા એ તપવડે જ આવૃત છે. જે વસ્તુ જગતથી અત્યન્ત દૂર છે તથા જે દુષ્ચર છે તથા અન્ય કષ્ટે પણ કરવી કઠિન છે તથા પ્રાપ્ત થવા અસંભવ છે, તે તે સર્વ તપવડે પ્રાપ્ત થાય છે.

—શ્રી નૃ૦

જોવા ભવભંજન મનનયને, સંયમઅંજન આંજ,
સ્પર્શમણિ નરહરિપદસ્પર્શે, સ્પર્શમણિ બની રાજ.

—વિ૦

સમજીને ભક્તિ પ્રભુની કરો ભાઈ રે,
જેથી દુઃખ સઉ જાય શમાઈ.

—શ્રી નૃ૰

"અન્તર્‌માં રહેલો દૃઢ વૈરાગ્ય જ ત્યાગરૂપ હોવાથી સુખનો સાધક છે, અને તેથી તે સર્વ સુખેચ્છકે સેવવા યોગ્ય છે."

—શ્રી નૃ૦

અન્તર્મુખસ્થિતિસમ કો ન સ્થિતિ,
સુખમાત્રતણો જ્યાં લહો ધૃતિ,
ફરી સિદ્ધ હણો સઉ ભીતિ રે;
હે સાધક બન્ધુ !

—વિ૦

"હે ભાઈઓ !

પુનઃ પુનઃ તમને એનું એ જ કહીને જાગ્રત્ કરું છું કે તમે સાવધાનપણે આપણા કર્તવ્યને લક્ષમાં રાખીને, તેના વિશેષે કરીને અવિરોધી વ્યવહાર કરજો; અને નિત્યપ્રાપ્ત નિત્યમુક્ત સ્વસ્વરૂપાકાર સ્થિત થવારૂપ અંતિમ નિશ્ચયનું વિસ્મરણ કરશો નહિ."

—શ્રી નૃ૦

અનુભવજ્ઞાનતણી સાચી જો ઇચ્છા, હોય તો ત્યજી દૃશ્યાસક્તિ,
નરહરિપ્રભુપ્રતિ મુખ કરી સજજે, માત્ર નૃહરિપ્રભુભક્તિ રે.

—ચિ૦

દાન ધ્યાન ને જ્ઞાન એ, ત્રણ ચિન્તામણિ જાણ,
ઇચ્છિત ફળ એથી લહો, ત્યજો અવર પાષાણ.

—શ્રી નૃ૰

" ગૃહસ્થ પુરુષોએ શરીરને શોષણ કરી કષ્ટ આપનાર વ્રતાદિકના સેવનરૂપ તપને જ કરીને કૃતાર્થતા માનવાની નથી, પરન્તુ અન્યથી પ્રાપ્ત કરાતા ભોગોની ઉપેક્ષા કરવી તથા ક્રમે કરી ઉત્તર વયના સંધિમાં ભોગવાસના શમી જાય, એવા ક્રમથી વિહિત ભોગની ઉપેક્ષા કરવાનો પણ અભ્યાસ રાખવો; અને એ અભ્યાસની સિદ્ધિ એ જ તપની સમાપ્તિ તથા કૃતાર્થતા સમજવી.

—श्री न्र॰

ચિતિસિન્ધુ દશદિશ નિરખીને, સર્વાંગે મહિં નહાજે,
આલિંગી જળને અણુઅણુથી, પ્રતિપળ જળમય થાજે.

—વિ૦

"દુઃખ આપણને આ જગત્‌માં સમગ્ર
ગુણનું ધામ કરે છે."

—શ્રી નૃ૦

"જગત્‌માં પુરુષની સર્વ પ્રકારની ઉન્નતિ કરનાર કેવલ તત્ત્વજ્ઞાન જ છે."

—શ્રી નૃ૦

ગુરુતણા સાચા બાણે ઘાયલ જનોનાં
કર્ણ, નેણ ને વેણ ચેન ન્યારાં રે જી.

—વિ૰

મન મારી રે, સ્વરૂપ વિચારીને ફરવું.

—શ્રી નૃ૰

"સર્વ સુખદુઃખના સમયમાં આપણા મૂલસ્વરૂપ પરમેશ્વરના
ચિન્તનસ્મરણરૂપ કાર્યને કદાચિત્ પણ ચુકવું નહિ.

—શ્રી નૃ૦

“હોયે ખપ જો રામતણો તો, દશ્યે રમણને ત્યાગ”

—વિ૦

નિર્વિકાર મન થાય તો, નડે ન ત્રિવિધિ તાપ,
માટે સુજન સદા કરો, ઇષ્ટમંત્રના જાપ.

—શ્રી નૃ૰

“ જેમ ઇશ્વરની કૃપા પ્રામવ્ય છે, તથા તે નિમિત્ત કરવા યોગ્ય ક્રિયાને મુખ્ય કર્તવ્યરૂપ વિવેકીઓએ ગણી છે; તેમ જ સર્વજ્ઞ મહાત્માઓની કૃપા પણ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુઓમાં મુખ્ય છે, અને તે નિમિત્ત કરવા યોગ્ય ક્રિયાઓ જગત્માં મુખ્ય કર્તવ્યરૂપ છે, એવો દ૮ નિશ્ચય કરી રાખવો. ”

—શ્રી નૃ०

"અન્તઃકરણતણો તું કર, સત્વર સદુપયોગ,
શુદ્ધ ક્રિયામાં કર વળી, બાહ્ય કરણસંયોગ."

—वि०

"મિથ્યા સંકલ્પવિકલ્પના પ્રવાહમાં વહેતા અટકવું."

—શ્રી નૃ૦

“ યથાર્થ ભાષણ કરવું અર્થાત્ સત્ય બોલવું એટલું જ માત્ર પુરુષનું કર્તવ્ય નથી, પણ અનેક પ્રકારના યથાર્થ વ્યવહાર વર્ણાશ્રમ-ધર્મથી પ્રાપ્ત હોય તે કરવા છતાં પુનઃ પુનઃ સદ્‌સ્વરૂપ બ્રહ્મત્વનો એકાન્તમાં બેશી વિચાર કરવો. ”

—શ્રી નૃ૦

"રજતમગુણમળી ટાળવા, સ્વરૂપભક્તિસમ તોય;
સાધનકેરા સમૂહમાં, શોધ્યું જડે નહિ કોય રે;
સમજી ગુણમળીને, આત્મભક્તિજળે ધોજે."

—ત્રિ૦

"મને સમજાયું છે કે સંસારમાં જે પુરુષ કૃતકૃત્ય થવાની ઇચ્છાવાળો હોય તેણે તો તે જાણે જ્ઞાનેન્દ્રિયશૂન્ય કે અન્તઃકરણશૂન્ય હોય એવા પ્રકારથી આ વિશ્વમાં વ્યવહાર રાખવો ઉચિત છે."

—શ્રી નૃ૰

"દુઃખમુક્ત થવા અર્થે સદ્‌વિચારને પ્રાપ્ત થવું એ અતિ ઉત્તમ વાર્તા છે."

—શ્રી નૃ૦

ભક્તિ નીતિ બે સુખના પાય, અંતરમાં જાણીએ,
એક પાયે ન સરતો અર્થ, વિવેકે પ્રમાણીએ.

—ત્રિ૦

"કૃષ્ણસ્મરણ કરતા કામનાના જયપૂર્વક પ્રસન્ન રહેજો.
કૃષ્ણાભિમુખ થયેલ ચિત્ત પરિણામે
શાન્તિને જ પામે છે."

—શ્રી નૃ૦

સર્વ તણું મૂળ હે મન! તું છે, સમગ્ર સ્થિતિ તુજ દાસી રે;
જેવા વિચારને સેવે તું, તદ્દ્ભુત થતું જો ક્યાસી રે;
સુખદુઃખની કળ છે તુજ હસ્તે, વ્યર્થ તો ચિન્તા આ શી રે
છોડી દે આ ઉદાસી.

—वि०

"દુ:ખરૂપ મમત્વના પદાર્થોમાંથી જે પુરુષે પોતાની પ્રીતિ ઉઠાવી છે, તેને મહાન્ પ્રયત્ને પણ બીજાને વશ ન થનારા પરમેશ્વર પ્રીતિથી વશ થાય છે."

—શ્રી નૃ૰

"ઇન્દ્રવૃત્તિ રોધ સવેળા, અનુભવને જો ચહાય"

—वि०

"અસંયમી પ્રાણિઓને અનેક ઉપાયથી પણ જ્ઞાન થતું નથી."

—શ્રી નૃ૰

નરહરિ પ્રભુસમ ઉત્તમ ગુણોથી નિત્ય શોભઇએ.
નરહરિઅર્થે કદી સહેવાં પડે, દુ:ખ કોટિ તો સહીએ.

—વિ૰

"આપત્કાલે ઉદ્વેગ ન ધરવો, એ પ્રકારનું ધૈર્ય તો ઉત્તમ જ છે, પરન્તુ સર્વોત્તમ ધૈર્ય તો તે જ છે કે ઉપસ્થ, રસના આદિ વિષયમાં લુબ્ધ રાખનાર ઇન્દ્રિયોના પ્રબલ વેગને રોકવા."

—શ્રી નૃ૦

"દેહ એ હું છું, દેહ એ મારો", મમત્વ જ્યાં લગી ન ટળે,
ત્યાં લગી વૃત્તિ વિષયથી પાછી, સાધકજનની ન વળે,
દેહાભિમાની, નથી થઈ શકતો તત્ત્વજ્ઞાની.

—વિ૦

"વ્યવહારમાં ઉત્તમ પરાક્રમ કરવા છતાં અન્તઃકરણમાંથી સ્ફુરતી વિવિધ વિષયવાસનાને રોકવાનું સામર્થ્ય હોતું નથી તો તે અધમતાને પામે છે."

—શ્રી નૃ૦

પ્રામાણ્યમાત્રતણું શિખર, લહી તત્ત્વજ્ઞાન અઘૌઘહર,
સાધનરૂપી ગ્રહી શસ્ત્ર કર, સાધો નૃહરિશિશુ મહામતિ !

—वि०

નથી આ જગે અસાધ્ય, જે ઉપજે છે ઉરવિષે,
માટે ગણી સહુ સાધ્ય, પ્રયત્ન કરવો હરમિષે.

—શ્રી ન૦

"આ સંસારદુઃખથી છુટવાના ઉપાયરૂપ જે પરમેશ્વરના ચરણમાં દૃઢ પ્રીતિ, તેને વધારવાનો નિરન્તર ઉદ્યોગ કરતા રહેજો."

—શ્રી નૃ૦

છે તુજ હસ્તમાં તારું ભાવિ,
તુજ વિચાર તુજ ભાવિની ચાવી,
સુખી કર કે દુઃખે દે ડુબાવી.

—વિ૦

સાધકશૂરા !

જો જિતો તો મનરિપુ એક જ જિતો.

—શ્રી નૃ૰

" વિવેકી પ્રાણિઓ પોતાના મહાન્
શુદ્ધ પુરુષાર્થ દ્વારા પરમેશ્વરની પ્રસન્નતા
સહજ મેળવી શકે છે."

—શ્રી નૃ૰

સુખદુઃખહેતુ કો હશે ? ધરીશ ન મુઝવણ વીર!
તુજ ઈક્ષણ રાખે તને, કાં કંગાલ-અમીર.

—વિ૦

સઉ સાધનનું મૂળ એક એ, સદ્ગુરુસંગતિ સાધો જી,
સર્વ દેવમય જાણી નિરન્તર, સદ્ગુરુ દેવ આરાધો;
કહું છું સાધકને.

—શ્રી નૃ૦

" વિભુત્વ, સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્ત્વ, તથા સ્વતંત્રત્વ એ આપણા સ્વાભાવિક વા સ્વરૂપધર્મની પેઠે આપણામાં અભિવ્યક્ત કરી લેવા એ જીવ-માત્રને પ્રાપ્તવ્ય છે; અને એ લક્ષણ વા ધર્મ મેળવવા અર્થે જેમાં એ, સ્વરૂપલક્ષણરૂપે વા સ્વધર્મરૂપે છે, એવા કારણસ્વરૂપ ઈશ્વરની ઉપાસના કરવી એ કર્તવ્ય છે. "

—શ્રી નૃ૰

શ્વાસપ્રશ્વાસે સ્થાપી લક્ષ, પ્રભુમંત્ર જાપતાં,
આ મનના દોષ દહાય, ન ષડ્રિપુ પીડતા.

—વિ૦

"શુભ ફલની ઇચ્છાવાળાએ સદા જપ કરવો"

—શ્રો॰ નૃ॰

"શ્રેયસ્સાધકે સદા આપણા અન્તઃકરણને દોષરહિત રાખવા યત્નવાળા થવું."

—શ્રી૰ નૃ૰

'હૃદયકૂપમાં વૃત્તિ નાંખી, સચ્ચિતજળને ખેંચ,
અજરામર આપે બની ચિદ્રસ, પ્રાણિમાત્રમાં વહેંચ.'

—વિ૦

"સૂક્ષ્મમાં એ જ કહું છું કે યોગ્ય વિચાર-વર્તનથી આ જગત્‌ના પ્રવાસના અવધિને પામજો."

—શ્રી નૃ૦

"શ્રદ્ધાપૂર્વક ફળની પ્રતીતિપર્યંન્ત પ્રત્યેક સામાન્ય સાધનનો પણ અભ્યાસ રાખી પ્રયત્ન કરતા રહેજો, એ મારી આજ્ઞા છે."

—શ્રી નૃ૦

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિ વર્ગતરફથી
પ્રસિદ્ધ થયેલાં અત્યન્ત રસમય અને ઉપયોગી
ગ્રન્થોનું સૂચિપત્ર મંગાવો:
વ્યવસ્થાપક : **મહાકાલ; વડોદરા**

મુદ્રણસ્થાન : 'વસંતમુદ્રણાલય'
મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા.
ઘીકાંટારોડ, **અમદાવાદ.**

થઈ નૃસિંહપ્રભુને શરણે આજ,
વ્રત રૂડું મેં આ લીધું;
પ્રતિક્ષણ મારા આયુષ્‌ની સત્ક્રિયાવિષે ગાળીશ હું,
કાં જે આયુષ્‌ બહુ મોંઘું આજ—
વ્રત રૂડું મેં આ લીધું.

—विश्ववंद्य

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી
પ્રસિદ્ધ થયેલાં અત્યન્ત રસમય અને ઉપયોગી
ગ્રન્થોનું સૂચિપત્ર મંગાવો:
વ્યવસ્થાપક : મહાકાલ; વડોદરા

મુદ્રણસ્થાન : 'વસંતમુદ્રણાલય'
મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા.
ઘીકાંટારોડ, અમદાવાદ.

થઈ નૃસિંહપ્રભુને શરણે આજ,
વ્રત રૂડું મેં આ લીધું;
પ્રતિક્ષણ મારા આયુષ્‌ની સત્ક્રિયાવિષે ગાળીશ હું,
કાં જે આયુષ્‌ બહુ મોંઘું આજ–
વ્રત રૂડું મેં આ લીધું.

—विश्ववंद्य